# ન્યુ ફોનોગ્રાફ ગાયનમાળા.

બલીરાજા—

મારી સજની, તું ક્યા રમીઆવી રજની, સાચુ બોલ, બોલ, બોલ.
સાળુ સૈયર, તુ શીદને આળ ચડાવે, કેડો છોડ છોડ, છોડ ?
હમણા માળા ગુથી હતીને, હમણા કેમ કરમાણી.
પરસેવો તને ક્યા વળ્યો, તારી ભમ્મર ક્યા ભીંજાણી—સાચુ
કાળો ભમરો શીરપર બેઠો, ઉગડતા ગભરાણી,
લાપોટે લટ છુટી ગઈ—મારી, ભમ્મર ત્યા ભીંજાણી.—કેડો
કસ્તુરી તારા અંગે મ્હેકે, કુસુમ કળીના હારો,
નયન રહ્યા છે નાચી નવેલી, મળીયો કોણ ઠગારો—સચુ
ચદ્ર સરોવર નહાવા ગઈતી, વાટે મળ્યો એક માળી,
દામ ભરીને ગજરા આપ્યા, હુ તો તમથી હારી —કેડો.

રાજ તિલક— રમુજી ગાયન

તાવી પ્યારી ગજબ કર્યો હ્હે, સપડાવ્યો નટખટને,
' મોહિની। મોહિની ' વેચાવ્યા આ મરકટને—ભ૦
મા અંધા બની, પરનાર પર લલચાય છે,
તે નિર્લજ્જ જનો, આ હાલમા સપડાય છે,
ઝુક, ઝુકઝુક, બેટા ચાલ, ઝુકઝુક '
કર સલામ છે, સલામ છે સલામ છે '
ભેદ ભાઈ જોઈ લેજો આમ છે,
મંજરી. મંજરી .ના મગાદ મ્હારા વટને—ભ૦

રાજ તિલક—

બની મુબાઇની શેઠાણી, હું મોટરમા ફરૂ,
તુ પ્હેરે જો આ ખાદી, તો હુ કબુલ કરૂ.
બનુ પાટણુની પટરાણી, રે હુ મોજ કરૂ—બની૦
ઘોડા ગાડીઓ મ ગાઉ, વાડી બ ગલા અપાઉં,
પણ ખાદી તો પ્હેરાઉ, તને મ જરી
સાડી ફેશનેબલ લાવો, મ્હારૂ મનડુ મનાઓ—
વળી એરોપ્લેન મ ગાઓ, આપી વરદી
ઉડે અદ્ધર સરરર રરરર ફરરરર જાયરે હુ તેમાં ફરૂ—બની૦
પ્હેરો હોસે હોસે ખાદી, પ્યારી એમા છે આબાદી,
મળે આઝાદી ને જાય ત્હારી શરદી,
પૂરો મ્હારા અભિલાષ, માનો મ્હારી ફરમાશ
મ્હારૂ દિલડુ બનાવી દીધુ દરદી—
હે—યા—મા—નો ચરરર રરરર અરરર રગરર થાયરે હુ કેમ કરૂ—બની૦

અરૂણોદય—

ફખોરી એક બાલાજોગી, દ્વાર તેરે માઇ આયો હય,
વ્યાઘ્રામ્બર પીતામ્બર સોહે, ગલે નાગ લીપટાયો હય
ભીક્ષા લેકર આઇ નદરાની, શ્રૃ ક્ગ શીશ ધુનાયો હય,
લેઓ ભીક્ષા જોગી જાઓ, આસનપે મેરો બાલ ડરાયો હય,
ના ચાહીયે તેરી દૌલત દુનિયા, ના ચાહીયે તેરી કાચનમાયા—
અપને ગોપાલકો દર્શન પાઉં, મેરે ગુરૂને બતાયો હય,
લે બાલક આઇ નદરાની, અપને ગોદ બીઠાયો હય.
સેવા કરી ચરણામૃત લીનો, શૃગીનાદ બજાયો હય.

અરૂણોદય— રમુજી-ગાયન

આલી આ તે શી બીમારી ' મદમા ભાન ભૂલાવનારી,
જાઓ જાઓ ના લજાઓ, બોલો બોલ શુ અવિચારી '
સાચુ બોલ કામણગારી, નયને કેફ ચડયો શો કારી !—
ઉરના ઉછાળા, અવનવા ચાળા, અધીરી બની તુ,બ્હાવરી બાળા
વાતવાતમા છણુક વસી, કયા ગઇ સરલતા તારી—
બેદરદીએ દરદ ન જાણે, પ્રેમની પીડા પ્રેમી પીછાણે,
સમઝાશે તમને, થતા—કોઇ રસીક પ્રીતમની પ્યારી

અરૂણોદય—

સ્વર્ગવાસી વીરલાનો, તમે સુણજો સદેશ,
અખીલ વિશ્વમાહિ, ઉજ્જવળ તમારો આદેશ,
ભૂલ્યા પાવનકર, પૂર્વજનો મગલ ઉદ્દેગ—
રામ કૃષ્ણના સતાન તમે કહાવો, વીર અર્જુનની યાદ કઇક લાવો,
બાણ શય્યાપર ભીષ્મે દીધેલા ઉપદેશ—
સ્વાતન્ત્ર્યતણી ભાવના ખીલાવો, પરતત્રતાની બેડીઓ હઠાવો,
દેશ દેશને સુણાવો, (તમે) વિજયના સદેશ—

અરૂણોદય—

અણમોલ પળ વીતી જતી, અણબોલ કા ઉભા રહ્યા,
એધાણ શા આપુ હવે, વેચાણ દીલના થઇ ગયા,
નીશાનીઓ શાની આપુ હવે શ્યામ '
આપ પૂછો દીલને છો દીલના દીલારામ—
ભાવનાની ભક્તિ તમે સ્નેહથી સ્વીકારી,
પ્રીતિ પૂજારી તમે બાલા ઉપકારી,
આજે ઉદય થયો ભાણુ—જીવનમા આજે ઉદય થયો ભાણુ

ભતૃહરી—                    રાગ, સીંધાનો કનરો

તારૂણી તુજથી નથીરે જુદાઇ, શશીવદની સુખ પામુ હુ આહી,
વદન મનોહર તારૂ લલિતા, સૌરભ અંગ જવન સુખદાઈ, તારૂણી
ભ્રકુટી વિક્રમ સ્મિત અતિ વિભ્રમ, નિરખી પ્રિયા ભૂલુ સરવેરે કાઇ, તા
ત્રણસોને સાઠ ત્યાગી તુજનેરે ચાહુ, તુજ વિણ મુજ ક્ષણ કલ્પ સમજાઈ તા

ભતૃહરી—                    રાગ, આશાગોડી

કામ છે દુષ્ટ વીકારી અહા પ્રભુ ! કામ છે દુષ્ટ વીકારી—
ઇંદ્ર સમાન પતિ અતિ સુંદર, અશ્વપાલથી છે યારી, અહા પ્રભુ કામ છે,-
ત્રણસોને ત્યાગી એકનેજ ચાહે, તેના ચિત્તમા છે જારી છીનાળી, અહા પ્રભુ-
ધીક આઇ તુજને, ધીક તારી બુધ્ધિ, વિપરિત વાત વિચારી, અહા પ્રભુ-

ભતૃહરી—          ભજન-રાગ, ઝીંઝોટી

છોડદે અભિમાન માન, અબ તો મનવા મેરા-છોડ
રાજપાટ સબ જુઠે જાનો, કયુ તુમ હોત હેરાન,
નારી પ્યારી નહીં હે તેરી, મત કરના ગુમાન,—માન
જુઠી પ્રીત જગતકી દેખી, મત ભૂલે નાદાન,
બાહીર રંગ રૂપકુ દેખી, મત હોના ગુલતાન,—માન
ચલ જંગલમે ભેખ ધરેંગે, તજી જગત તોફાન,
જગત સ્વપ્નસે જાગ્રત હોજા, ગુરૂસે લેના જ્ઞાન—માન

ભતૃહરી—

હમ જાતે જંગલકે બીચ, જુઠી હે રાજકી જંજાળ,
સાધન અપના છોડકે, ઇધર મત હોના બેહાલ.
હૈ લખ લાનત ઓરતકુ, મત ગુમાના ઉસસે કાલ—હમ
બેહેતર હૈ ઓ દીલસે, કભી હોવે ઝેરી ખ્યાલ,
અબ રાજ હમ નાહીં કરે, તુ ગજ અબ સંભાલ,—હમ

ભતૃહરી— રાગ-લાવણી

ભરથરી આના વિચારીને તમે, કરો હુંપરે કોપ,
વણ અપરાધે, (૨) તમે વદો વચન આરોપ—ભરથરી
છો શીરછત્ર, (૨) નવ લોપુ નીતિ ધર્મ,
બંધુ પત્ની મેમ માત છે, કેમે કરૂ અવિહિતજ કર્મ—ભરથરી
કટુ વચન બાણુ, (૨) શીરપર મુકોમા કાપ,
આગળ વાત વિચારતા, ભાઇ પામશો પશ્ચાતાપ—ભરથરી
પાડવમા ધર્મ, (૨) જેમ લક્ષ્મણને રઘુવીર,
કનક ભકિત તેમ માહરી, નવ જાણો બધુ કથીર—ભરથરી
ગણું આપ સેવ, (૨) મુકિત દાતા મનમાય,
બ્રહ્મ રસ ભોગી ભ્રષ્ટ થઇ, કયમ તુચ્છ વિષયને ધાય—ભરથરી

ભતૃહરી— રાગ-લાવણી

દેખા નહીં કછુ સાર જગતમેં, દેખા નહીં કછુ સાર,
મોહ બીસે મત લપટો યારો, દેખા નહીં કછુ સાર
ચૌદ ચોકડી રાજ મીલે પન, ત્રશ્નાકા નહીં પાર,
ભોગ ભોગતે ઇંદ્ર અપસરા, તૃપ્તી નહિ લગાર (૨) જગત૦
જુઠા રંગ રૂપમે ભૂલી, ક્રીડા કરત ગમાર,
રૂપ વીર્ય બલ નાશ હુવા તબ, નહીં હે અપની નાર (૨) જગત૦
પ્યારી મેરી જાની પીંગલા, હુમ રહા એક તાર,
તોભી કીયા કૃતઘ્ની રાની, અશ્વપાલકુ યાર (૨) જગતમે
અલ્પ બખતકા ચેહી તમાશા, દુખ હે અપરપાર,
બેશક ઇસકા ત્યાગ કરો તુમ ફેર પસ્તાના પાર (૨) જગત૦
એહી ભરથરી નાર ભરૂસે, ભુલી હુવા ખુવાર,

એહી ભેખસે જગત શીખ હઉં, નવ ડુબો સંસાર;
નવ ડુબો સંસાર–જગતમે દેખા નહીં કછુ સાર.

ભતૃહરી— રાગ–મરશીયા.

હાય, કેમ આ સહેશે ઉજેની રંક પો, ધણી થઇ છે રાજાજી માફ રાખો–ટેક.
આખુ લક્ષ માળવાના છો સ્વામી, કાબ કોડીલા રૂપે ન ખામી
ગોર અંગે ભભુત શી જામીરે, હાય કેમ આ—
એક બાજુ કૃશ્યા તમારી રૂએ, ચંદ્રકળા ચોધારા નીર ચુએ,
બાપુ સુખે ન આજ કોઇ સુએરે—હાય
મેહેલ મેહેલે વિલાપ છાયો છે, પવન શોકનો સઘળે વાયો છે,
કળકળતા બાઇઓને બાઇઓ છે રે—હાય
ખાંધે લટકી શી ભગવી ઝોળી, આવ્યા વસ્ત્ર કયા ગેરૂ ઝબોળી,
હાય હઇડામા પ્રગટાવી હોળીરે—હાય
નથી વિક્રમ ભાઇની કંઇ આશા, કીધા કરમે એવારે તમાશા,
એણે બીજા જંગલ કયાંઇ વાસ્યારે—હાય.
ધણી નોધારા અમને કરોમા, આવુ અણધાર્યું પગલુ ભરોમા,
જોગી જીવતા ચિત્તામાં ધરોમા રે—હાય.

ભતૃહરી— પીંગળા અને ભરથરી, નો સંવાદ

ધીક યુવા ધીક મુજને, ધીક કામ વિકારજી,
જેણેરે ભુલાવી મને સત્યથી, કર્યા નીચ વિચારજી,
ભેખરે ઉતારો રાજા ભરથરી.
ક્ષમા કરોરે રાજા રંક છુ, નારી અજ્ઞાન જાતજી,
અન્ય વખત એવુ નહીં કરૂં, લાજ્યા માતને તાતજી,—ભેખરે
કપટ રૂપીરે રાણી પીંગલા, એશુ બોલે વચનજી

રાજરે તજ્યુ તુજ કારણે, જો વિચારીને મનજી,
ભિક્ષા દેને મૈયા પીંગલા ..

તુંરે ખોટી ને ખોટુ રાજ છે, ખોટો સારો સંસારજી
અલખ જગાવુ વન એકલો, જેથી પામુ ઉદ્ધારજી -ભિક્ષા.
* રહોતો રાજા રસોઈ કરૂ, જમતા જાઓ સ્વામીનાથજી,
ક્ષીરરે નીપજાવુ ક્ષણ એકમા, જમીએ આપણુ સાથજી -ભેખરે
મઢીરે કરાવુ રંગ મહેલમા, રાખુ ગુપ્ત અવાસજી,
જેમરે જાણે નહિ જગતમા, સાધો જોગ રહી પાસજી.-ભેખરે
+ મહેલરે તારાને રાણી શુ કરૂ, કેવો ગુપ્ત અવાસજી,
ક્ષીરરે ભોજન તારૂ રાણી શુ કરૂ, નથી ભોગની આશજી -ભિક્ષા
વાસી જંગલના જોગી અમે, નહી ગ્રામમા વાસજી,
વિષની વેલીથી અળગો રહુ નહિ નારીનો પાસજી -ભિક્ષા
- ભગવા જોઈ રાજા ભરથરી, દાવાનળ દીલ થાયજી,
માઈ કહો ન મારા કંથજી, લાગે દેહમા લાયજી.-ભેખરે
- વધુરે શુ વદું રાણી પીંગલા, કરૂ અરે કેટલો ઉચ્ચારજી.
બધુ જેવોરે બધુ તજ્યો, માર્યો વચનનો મારજી,
—હવેરે રાજને રાણી શું કરૂ '

+ વાકીરે વિધાતા મને સુઝવી, લખીયા લેખ લલાટજી,
આનુરે પ્રાયશ્ચિત હવે હુ શુ કરૂ, મારગ આપો પૃથ્વીમાતજી -ભેખરે.
ત્રણશે નારીરે અન્ય આપની, માલવપતિ મહારાજજી,
એકને કારણે એને નવ તજે, પાપી પીંગળાને કાજજી -ભેખરે
મોહ છોડી દે રાણી પીંગળા, પ્રીત કર સતસંગજી,
સગુરે નથી કોઈ કોઈનુ, આ સંસાર પતંગજી.-ભિક્ષા.

દેતી હું તો દે મુને, નહિ તો કરૂ ગૃહ ત્યાગજી,
ગુરૂજી મારારે રોશે થશે, ચાલી જાય જમાતજી-મિલા
**ભતૃહરી—** ( રાગ–જફાવો સીતમકુ સમજાનાર હુ )
પિતાજી આ કોપ તમે શો કર્યો, જોગી વેષ બાપુ, શીદને ધર્યો,
મરી ગઇ છે માત, વળી જાઓ તાત,
પિતા ઓથ કોની છે, ઓરમાન માત,
ન બાપી કરી બાપુ જાશો નહીં,
પિતા પાછળ નહીં જીવુ હુ તો સહી,
**રા' માડલીક—**
કરીયે ના વિશ્વાસ કાયા માયાનો કદી,
મૃગજળ કેરા મોહ, શા લાગ્યા તને માડલીક,
ચીરજીવી નથી તારી, અમર નથી કાયારે,
ઘડી બે ઘડી માટે, શુ બગાડે મતી ?
બગાડે મતી તુ શાને, જુનાગઢ પતી—ઘડી
રૂપે રંગે શુ લોભાણો, ભરમે કરતા ભુલ,
રૂપે રૂડા રળીયામણા–પણ એ શીમળાના ફુલ–ઘડી
**રા' માડલીક—**
કોઇ કહેજો–જોગીડાને જઇને હો રાજ,
મધુવનમા ઝુરે તારી બાલા જોગણ.
વિરહ અ ગારે સળગે, આખુ નદન વન—મધુ૦
એની આખે શ્રાવણને, ભાદરવો ઝરે,
બાલા રસીયાના રાગે, એ રોતી ફરે,
વ્હાલ અતરમા હોય તો, લ્હોજો લોચન—મધુ૦

રા' માંડલીક—

દિવ્ય દેશ અમ ઉજ્વળ કરવા, ક્યારે ઉગશે દિવ્ય પ્રભાત ' (૨)
અંધકારના વાદળ ભેદી, યદુકુળ મણી દીન મણીના સુણશું ' બસી નાદ, (૨)
દેશ દેશની મધુરી મૈયા, દિવ્ય અમારી ભારતભૂમી,
સુર મુનીવર્ગ યુગ યુગ પોષાયા, જેના ચરણ સરોજ ચૂમિ,
એવી અમ જનની જગ વિખ્યાત, ભારત માત—દિવ્ય

પુંડલીક—

હમણા તો નથી નવરાસ ગુરૂરાજ, અમો ઘડપણમા ગોવીંદ ગાશું,
મરણ પછીની વાતો કરો છો મોટી, ત્યારે હમણા શું પ્હેરવી લંગોટી
વાત થાય જે ઉધારની તે ખોટી, કેમ સ્યામલાલ સાચું . યાર ઘડ૦
હજુ બાંધવા છે મારે કંઇક માળા, હજુ થાવુ છે દશ વીશ મીલવાળા,
ઘર તાળા કરી ફુંકવા દીવાળા—કેમ સ્યામલાલ સાચું યાર ઘડ૦
જ્યારે ચાલશે નહીં કાયા હમારી, ત્યારે શાંભળીશું કથા આ તમારી
મળે નારી નહિ તો રહેજે બ્રહ્મચારી—કેમ સ્યામલાલ સાચું યાર—ઘડ૦

સ્વદેશ સેવા—

અલી આમ રીસાઇ એ, સમય નીહાળી નાવલીયાની સંગે
પછી આવી મનાવે, ભિન્ન ભિન્ન ભાવે, છણકી મદનના જંગે,
વાહ વાહ સાંભળ—(પછી)
વદન હરતું કરી ચંચળ નયનો, મધુર શબ્દમરમાળા—
માન મહીં મરડાતા જાતા, છળીએ સ્યામ રસાળા—(એમ હા)—અલી
કરગરતા જો આવે કંથ તો, છલંગ ભરીયે છેટી,
બહુ તાણતા તુટે (માટે) ભાવે જઇએ ભેટી—અલી૦

## સ્વદેશ સેવા—

અમે સહુ એક ઝાડની ડાળ,
નથી જુદાઇ અમે સહુ ભાઇ, એક માતના બાળ,
હિંદુસ્તાનછે દેશ અમારો, ભારતી માત અમારી,
નવ કરીએ તેને માટે આ, જાન અમારી પ્યારી—અમે૦
હિંદુ મુસલમાન, પારસી યાહુદી, ખ્રિસ્તી જાત અનેક,
જાત જુદી છો રહી અમારી, પણ અંતર છે એક—અમે૦

## રાજા સંભાજી—

રાજા તારા ડુંગરીઆ પર બોલે ઝીણા મોર,
મોર જો બોલે પપૈયા બોલે, કોયલ કરેરે કલશોર (૨) રાજા.
માઝમ રાત વીજલડી ચમકે, છાઇ છટા શી ઘનઘોર (૩) રાજા.
"કોકિલ કલરવ તું કરી, બળતીને નવ બાળ,"
"હું સુતી પિયુ વિરહમાં, હૈડે ઉઠે જ્વાળ"
બાઇ મીરા કહે પ્રભુ ગીરધર નાગર તુ મારા ચિતડાનો ચોર રાજા

## રાજા સંભાજી—

નાગી વેશે નાથ તમારા રૂડા રૂપ સોહાય,
રૂપ મોહાય જોતા લલના લજવાય નારી
લટકે મટકે જ્યાં ચાલો, નખરે જ્યા નયન નચાવો
લચકે કમર લચટાઇ જાય હાય નારી
રામા રઢ આને કેવી ? હઠમા શી લ્હાણુ લેવી ?
હઠથી હમેશા હાંની થાય, થાય, થાય . નારી.

મીનળ–મુંજાલ—

અમર રહો અમ અમરપુરી સમ, નંદનવન વાડી, આ ગુજરાતની વાડી

કૃષ્ણચંદ્રના બંસી નાદમાં, ગીરા ગુર્જરી ડોલે,
જેના સંતાનો ઉચ્ચારો, વેદ મંત્રના બોલે,
દેવતરૂ ગુજરાત જગતનું, ભાન કરાવે બ્રહ્મકર્મનું,
જેના પાને પાને લખાયા કર્મયોગના લેખ
'અહીંસા પરમોધર્મ' આપણું, જીવનસુત્ર છે એક–આ ગુજરાત

મીનલ–મુંજાલ—

અમારી ફુલવાડીમાં રાજ રહો અતિથી અમારી તે ગણી તમારી—
અમારી ફુલવાડીમાં દયાના ફુવારા
અમારી ફુલવાડીમાં પ્રેમનાજ ક્યારા !
રસવાળી, રસાળી, લલીત હું ફુલવાળી—અમારી
અમારી ફુલવાડીનું મધુરૂ આ પંખી,
સ્વતંત્રતા નિર્દોષિતા, મૃદુતાનું સંગી
એના દોષને વિસરજો, તમ હૃદય સ્થાન દેજો, એજ માગણી અમારી–અમારી

મીનળ–મુંજાલ—

માન પાન દામ અને ખોટા દમામની, મોહિની ઉપર મન મોહ્યું,
હવેલી લેવામાં ગુજરાત ખોયું

માન પાન દામથી આવ્યા પ્રકાશમાં, છાપામાં નામ અમે જોયું
જાણ્યા છતાં તમે પડતા કુવામાં, આતે તમારો મોહ કેવો,
મસ્કા વીના ન બોલાવે કોઈપણ, આ છે જમાનો એવો
પરતંત્ર એવા થવાની જરૂર શી ? કારણ દરબારમાં પ્હેલી છે ખુરશી
ધરીએ અમલ કરીએ હુકમ, દોડાવીએ ટમટમ,
બસ દમ, બસ દમ, બસ દમ, દમ, દમ, બસ દમ,
કપાળે આખ્યોનું કાજળ લોહ્યું.—હવેલી

સંસાર નૌકા—

સ્નેહ ભીની તે કર્યો છે ઠાર, ઓ મૃગનયની સ્નેહને સ્વીકાર,
તુ રઢીયાળી, રાધા પ્યારી, કાન' કુવર હુ કાળો,
તન સરીતામા સ્નાન કરાવી, દેહ સરળ કર મારો
ભાન સાન ભુલી શુ બેઠા, મતી ગઇ કયા મારી,
ઉપદેશક થઇ આપ બનો છો, આવા અત્યાચારી-
તપ બળ મારૂ અર્પણુ તુજ પર, તન મન નાખુ વારી,
શાંત હૃદય મારૂ કરવાથી, મોક્ષ ગતી છે તારી
ધરમી થઇને અધર્મ કરતા ડર ઇશ્વરનો ધારો,
નર્કના કીડા ધર્મના ભક્ષક, ધીક ધીક છે જન્મારો

અબળાના બંધન—

ઘેન નયન નચાવત પ્રાણુ, શ્યામલા તરલા,
શરમાળા કામણુ કરનારા, ન્યારા એ નવલા
લોહચુ મક પાન, ગુમાન મદવાલા—ઘેરા
તીરછા તીરોનો માર, તુટયા હૃદયના તાર,
દિલડા વિધી જાય કટાર, એ નેનોની અમીધાર, ઝીલો નેહથી રસીના-રંગ

અબળાના બંધન—

પ્રીતિરસ જ્યા ઉભરાય, ને અકળાય અલબેલી,
મધુરા શા નેન નચાવી, હુ ભોળીને ભરમાવી.
પરવશ તે કીધી કાય, જો તલસાય રસવેલી,
વચને, મને બાંધી, હવે શરમાવે,
રસના ઝરણા રસરાજ અજબ ઉભરાવે,
ફિર ધડક ધડક અતી થાય, મન મુઝાય થઇ ઘેલી.

**અબજોના બંધન—**

મીઠી મીઠી મુરલી, વ્હાલી એ મુરલી, પ્યારો કનૈયો બજાવે !
મીઠી મીઠી શી વાતો સુણાવે ! ગોરી મહીયારી નૈયા નચાવે !
દિલ શાને કુમારા લજાવે ? હૈયા રસીલા છુપાવે—મીઠી
હું તો અજાણ, ઠગારો કહાન, ફસાણી, અજાણી, દીવાની,
ઘવાણી, અમારી જુવાની, પ્યારી પ્યારી બતિયા, છલકાતી છતિયા,
લુચ્ચો બનાવે મનાવે, પટાવે, બસી બજાવી ભૂલાવે—મીઠી.

**ભાગ્યોદય—**

મૂવા લોકો બને દહાડે દા'ડે અનાડી,
જૂએ નફટ થઈ આખ કરી બાડી—મૂવા
હોય વરસ બારનો, કે સાઠના સુમારનો,
હોય જણ્યો મોચી, હજામ કે કુંભારનો—મૂવા
મૂખના ખોખારથી, આખના પલકારથી,
સાન કરી બોલાવે શ્વાન જેવા પ્યારથી ધીમેથી ખેંચના સાડી—મૂવા.

**ભાગ્યોદય—**

મને વરવાની આશમા, જોને વર પેલા સલામો ભરી ગયા—મને
જોબનનો નવરંગ ચડયો તને અંગઅંગે સખી,
ખીલ્યુ અનુપમ રૂપ મનોહર—પેલા સલામો.
મીઠા સુણાવે ગીત ફાગણુ જો પ્રેમના, શૃંગારો મોકલે વસંત આ
બને રસીકવર બાઈ મળ્યા તને ખોળે હાંક થને ?
વરને વસંત તને ? ખેલાવશે તને—પેલા સલામો.
લુચ્ચો પવન મારે અંગે લપટાય છે, ભમરો આ કંઈક કહી જાય છે.
ગાંડા બન્યા છે બેઉ તારી મિઠાશમા, રસના ઉલ્લાસમા,
બાહુના પાશમા, ખેલે વિલાસમા—પેલા સલામો.

**ભાગ્યોદય—**

ઓચીંતા કુસુમ બાણુ મારી એ પ્યારી, રંગીલો કહાન ક્યા ગયો ?
મીઠા બોલ બોલી ફસાવી છબીલો કાન ક્યા ગયો? હું હુંઢુ અકેલી મનમા,
અરે હા, છુપાયો ક્યા લાડીલો ?—ઓચીંતા
મટુકી લઇ હુતો ગઇતી મહી વેચવાને, લુટી લીધી નંદલાલે,
ભુલેલી ફસેલી, થૈ ઘેલી છબેલી, બતાવો રસીલો ક્યા લાડીલો ?—ઓચીંતા

**એ'મા શુ ?—**

છે મગજ સમય બળવાન, ફેરવે ફેશનનું એ સુકાન—છે
કસકસતી કંચુકીની તો, પ્રમદાએ કરી લુસ બાય,
**પારસી** જેવા પોલકા, ત્યા તો આવ્યા ફેશનમાય
ટકાઉ રેશમી સાડી સુન્દર, **ઓયકોટ** થઇ ત્યાય,
**સીફ્રાન** ને એ સ્થાન મળ્યુ, જેથી સર્વાંગ દેખાય.
અખંડ કેશકલાપ ચિન્હ, સૌભાગ્યવતિનુ ગણાય,
આજે બાલ કપાળ ઉપરના, સેન્ટુન માહી કપાય
પવન તેવી પુંઠે નહિ કંઇ હાણુ—ફેરવે૦



# ગઝલ—કવ્વાલી.



**વીર કુણાલ—** રાગ—ગઝલ

જોયો જમાનો આ કલિનો, પાપનો વિસ્તાર છે,
જ્યાં ત્યાં જગતમાં પાપનો, જામી રહ્યો અધિકાર છે
સારા બીચારા ખાય ખત્તા, દુર્જનો પુજાય જ્યાં,
મરવા પછી સદ્‌ગુણ ગણે, દુનીયા અજબ નાદાર છે!
સતયુગ જાતાં ધર્મને, દ્વાપર જતાં યજ્ઞો ગયા,
ત્રેતા જતાં તીર્થો ગયાં, કલિમાં કપટ ભંડાર છે!
માતા વિષયના પ્યારથી, સુપુત્રને ચહાનાર છે,
કાળાં કરવે કૃત્ય કામી, પ્યારરે ધિક્કાર છે!

**બુદ્ધદેવ—** રાગ—ગઝલ—કવ્વાલી

પડતી હવે મુજને ખબર, તું માં, જણાયે હર્ષ નહિ,
આ જગતની જંજાળની, ચતુરાઇ તે દીઠી નહિ,
જ્યાં પ્રેમ મારો ઝગહળે, ત્યાં તે દીધો બદલો ખરો,
ઘરબારને છોડયા વિના, યુકિત કશી સુઝી નહિ,
હવે તો જો જરા જાગી (૨)
ચોળી વિભૂતિ અંગ, બન્યો શું યોગી (૨) સમાધી જૂઠી દે ત્યાગી (૨) હવે.
વિલાસી મહેલના વાસી, તને આ શી લગન લાગી? (૨)
મધુરાં પુષ્પને ત્યાગી, અણીઆ કાંટા શું હીન ભાગી (૨)—હવે તો.
ઉંડી આશ ધારીને, મેં, તારો સંગ કીધો તો (૨)
બગ્સો દઇ ભુલાવી ઓ! વિરાગી શું ગયો ત્યાગી (૨)—હવે તો.

વીર કુણાલ— રાગ-ગઝલ

સમય જો હોય સારો તો, સકળ સંસાર સારો છે,
સમય સારો સધાવ્યો ત્યાં, નહીં સંસાર તારો છે,
સમય પર જે મહારાજા સમય પર તે ધરે ભગવા,
સમય પર ખાય તે ધક્કા, સમયનો રંગ ન્યારો છે,
ચડે બાદળ ચડે ભગ્ની, ચડે જોબન વધે લક્ષ્મી,
નગોમા તે પડી જાતા, સમયનો રંગ ન્યારો છે,
સમય સારે ન સારૂં જે, કરે તે સહુ ગમારો છે,
અભાગી ખાય તે ખત્તા, સમયનો રંગ ન્યારો છે,

રાજ તિલક—( સ્વરાજ્ય સિદ્ધિશામાં ) રાગ-ગઝલ

સુતરને તાતણે સ્વરાજ્યની સિદ્ધિ સમાઇ છે।
ઉડા આ રેંટીઆથી તો, અમારી બાદશાહી છે।
સ્વતંત્ર હિંદને ગણે, શરીરો રંકના ઢાંકે।
આપે તદુરસ્તી તો અમારે બાદશાહી છે।
ગરીબી હો, ફકીરી હો, અખંડિત આત્મ શ્રદ્ધા હો।
"અમૃત" આમરૂં ગ્રહી જો, અમારે બાદશાહી છે।

સ્વદેશ સેવા— રાગ-ગઝલ

નીરજેલા શ્રી પ્રભુજીએ, મનુષ્યો સર્વ સરખા છે,
નથી કોઇ ઉંચકે નીચા, જીવન તો સહુના સરખા છે।
પ્રભુજીની જગતવાડી, તણા ફુલડા સહુ જીવો,
સુગંધીથી ભરેલા સહુ, સમજીએ તો એ સરખા છે।
વિષમ આ દ્રિષ્ટિનો-વાયુ કરે જીવ ક્રોધીને ઘેલા,
ન મનહર દોષ માનવનો, સકળ આત્માઓ સરખા છે।

**રાજ તિલક—( કુદરતી એકતા ) રાગ-કવ્વાલી**

સહુ ?જ? ખુદાના છે સહુમા નુર ખુદાનુ છે,
અગર હો હિંદુ યા મુસ્લીમ, સહુ કુદરત ખુદાની છે,
પઢો પુરાણ, યા કુરાન, અવસ્તા, બાઈબલ, ઈન્જલ,
સહુમા તેજ છે સરખુ, સહુ કુદરત ખુદાની છે,
જપો મુખ નામ, કે રહેમાન, અગર જરથોસ્ત, કે ઈસુ
જુદા છે નામ એ તો પણ, સહુ કુદરત ખુદાની છે
પ્રભુ છે કાશી કાબાઆ, મદિરો, ને મસ્જીદોમા,
હરી લહેવાવા એ ' અમૃત, " સહુ કુદરત ખુદાની છે

**અરૂણોદય— રાગ-ગઝલ**

અણમોલ પળ વીતી જતી, અણમોલ કા ઊભા રહ્યા?
એ વાણુ શા આપુ હવે, વેચાણ દીનના થઈ ગયા,
નીશાનીઓ શાની આપુ હવે સ્ય મ? આપ પૂછો દીનને છે. દીનના અ ગમ
ભાવનાની ભક્તિ તમે સ્નેહથી સ્વીકારી, નીતિ પૂજારી તમે મ ના કે કારી
આજે ઉદય થયો ભાણુ-જીવનમા આજે ઉદય થયો ભાણુ-

**સુર્યકુમારી— રાગ-ગઝલ**

પકડના જાળમા કિદર, ભરાયો સર્પ તે અ ર
હર્યું જોડા મહલ ખચ્ચર, અમારી આમ બામત છે ! (પગુ ને થવુ કેમ ? )
ખીજાણા નાર નખરાળા, મુઝાણા જોઈ ગોટાળા
પછીથી પુછડાવાળો, મળ્યો તો આમ બામત છે !
તમારા કષ્ટ સહુ ટળશે, અવશ્યે ન્યાય પણ મળશે,
તમારા શત્રુ સપડાશે અમારી એ કમુનત છે !
તમારી એ કમુનત છે ! અમારી આમ બામત છે !

પુંડલીક— રાગ-કવ્વાલી

જ્યારે પડે આફત શીરે, ચાહનાર પણ આઘા ખસે,
જેને પડે તે ભોગવે, બીજા ઉભા સ્હામા હસે,
ચઢતી મહીં, તો હાજી' હા, કરનાર જગમા લાખ છે,
પડતી મહીં દે સાથ જગમા, કોઇ એ વીરલા વસે
જો બન્યા પોતેજ મુરખા, તો બીજાનો વાંક શો,
તે બળે નહીં કેમ થઇ જે, અંધ અગ્નિમા ફસે,
આજ ખુ'લી આખથી, જોયુ-સગા સહુ સ્વાર્થના!
જાણ્યા છતા મારા સમા, ભોળા દિવાના થઇ ફરે—

વીરવીજય— રાગ-ગઝલ

લગાડી મોહીની દીલની, મને વ્હાલે વિસારી છે,
સુકાતો બાગ જોબનનો, કપાતા કાળજા તુણા,
તુટી દીલની લગામો તો, પછી બુરી બીમારી છે—
થતા ના બેહયા વ્હાલા, કરી વાયલ જીગર મારૂ,
થશે ચુરા જીગરના તો, ગુન્હેગારો તમારો છે—
ગુન્હા લાખો હશે મારા, દીનાનર તે છતા પ્યારા,
દીવાનીપર દયા લાવો વિનતી એ હમારીછે—

વગીવીજય— રામ-ગઝલ

તમોને જો તમાગથી તમારો દેશ પ્યારો છે,
ન તજશો ધર્મ નિતી તો, વિજય અંતે થનારો છે!
હશે જો સંપને સમતા, વળી કર્તવ્યને હિમ્મત,
તમારા ભાગ્યનો આખર, ચમકવાનો સિતારો છે!
જશે એ રાત અંધારી, ચમકતા શૌર્યનો ભાનુ,
ઝુકો યાહોમ કરી રણમા, વિજય ડંકો તમારો છે!

વીર કુણાલ— રાગ–ગઝલ.

અમારા દેશને છોડી, અમે થાનાર પરદેશી,
હૃદયને મેળવી લેશે, અમારો પ્યાર પરદેશી
થયા દુર્ભાગીયા એવા, તજાવી દેશની સેવા,
ભટકશુ પારકા ઘરમા, બની લાચાર પરદેશી,
અમારા ધર્મ નીતિથી, અમારી સત્યરીતિથી,
અમે સત્કર્મથી થઇશુ, હૃદયના હાર પરદેશી,
અમારા દેશ બન્ધુઓ, અમારી જન્મ ભુમીમા,
હવે છેલ્લા પ્રણામો છે, અમે હદપાર પરદેશી '

બુદ્ધદેવ— રાગ–ગઝલ

તમને ઘટે નહિ આવુ કાન્ત ' તમને ઘટે નહિ આવુ,
આશ્રિત પર શુ રિસાવુ કાન્ત ' તમને ઘટે નહિ આવુ,
માનસ સરના રાજ હસ તમે, મુકતા ફળના ભોગી;
કમળ કુસુમ સમસેજ સુવાળી, મુકી તમે થયા યોગી –કાન્ત
જે સરવર જળ પાન કર્યા ત્યા, કટક કદી નવ ધરીયે,
સુખ દુખમા નિશદિન અનુસરતી, ફિકરી કયમ પરહરીયે –કાન્ત '

પૃથ્વી પુત્ર— રાગ–ગઝલ

નથી પરવા જીવન ધનની, ફના અતે થનારૂ છે
તો સ્વામીના વચનપરથી. સમર્પણ સૌ અમારૂ છે–
અખિલ જગમા વીરલ મિત્રો, વિરલ આત્મા સમર્પણ છે,
પરાર્થે આ જીવન દેવુ, વિરલ જનનેજ પ્યારૂ છે,
બને સુરમો નયનનો તો, નયન મારા ધરૂ ચરણે,
બને જુતા ત્વચાના તો, શરીર સ્વામી તમારૂં છે-

રાજા સમ્રાટ— રાગ-ગઝલ
પ્રણય અમૃત પીનારને, મરણ દરકાર શા માટે?
ડુબ્યા છે તે તર્યા સાચા, પછી ભવપાર શામાટે?
તમારૂ એક આસુને અમારા આંસુના સિન્ધુ,
બરાબર છે, પછી બાકી જમાઉધાર શા માટે?
જીવન જો પ્રેમમા ખોયા, મરણ જો પ્રેમના જોયા,
ગજવીએ સ્વર્ગ પણ પ્રેમે, પછી અવતાર શા માટે?

મીનળ-મુજાલ— રાગ-ગઝલ
જગતના જાણું ભેદુઓ, રસીક દિલના દીલાવર કો,
બતાવો કોઈ તો આશક? . . જગતના
કરૂ તન મન સૌ કુલ, આપુ માગો જે તે મુલ.
ઝરે આ કુમળુ બુલબુલ, બતાવો કોઇ તો આશક?
મૃદુ આખડી આજી, ગુથી વેણી કુલડાલા
કચુકી કસકસી બાંધી, બતાવુ-કોને તે આશક?

વીર કેસરી— રાગ-ગઝલ.
ખરા તે હીંદના સતાન, લડે જે હીંદને કાજે
લડે જે હીંદને કાજે, મરે જે હીંદને કાજે,
ડુબાતો દેશને દેખી, ધ્રુજે વારે ઉમગેથી,
પ્રભુ કે બાદશાહોથી, જુઝે જે હીંદને કાજે,
ન મોહે માયા મહોબતમા, ન લોભે માલ દોલતમા,
જીવન જર પ્રાણ આ પલમા, તજે જે હીંદને કાજે,
યતો ધર્મ સ્તતો જય છે, કરો યાહોમ શો ભય છે,
અમર તે થાય છે નિશ્ચયે, મરે જે હીંદને કાજે

**અહલ્યાબાઈ—** રાગ-કવ્વાલી

દુનીયા તણા દિવાના, દીલભર મજાઓ લુટે,
તુટે જીવનની દોરી, આશા છતા ન છુટે—
બાળક મટી યુવાની, આવે ભવે દિવાની,
તન ધન મળે તરૂણી, આશા છતા ન છુટે—
આવે પછી બુઢાપો, ધોળા થતા નીમાળા,
રે' બાકી લાકી લાળા, આશા છતા ન છુટે—

**વીર કેસરી—** રાગ-ગઝલ

હુ પદ વજો હરામી, દુનીઆ નથી સદાની,
**જર જોર ને જુવાની, સહુએ થવાની ફાની,**
સાચી સલાહ માનીરે, ડગણી કરો મજાની,
મમતા મુકોને પ્રાણી સહુ અતે ધુળધાણી
આ જુઠી જીદગાનીરે, સ્વપના સમી લ્યો જાણી,
કોઇ આજ કોઇ કાલે, પરલોક પથ ચાલે,
જમ દુત આવી ઝાલેરે, દુનીયા હુથી જવાની

**વીર કેસરી—** રાગ-ગઝલ-કવ્વાલી

થવાનુ ના થવાનુ કહે નજુમી કોણ એવો છે,
ન જાણ્યુ **જાનકી નાથે, સવારે શુ થવાનુ છે?**
હતી શલ્યા રૂપે અહલ્યા, જગતમા વાત જાહેર છે,
ન જાણ્યુ જ્ઞાની ગૌતમે, સવારે શુ થવાનુ છે?
હતા કૌરવ અને પાંડવ, જગતમા મહાબળી યોદ્ધા
ન જાણ્યુ ભીષ્મ જેવાએ, સવારે શુ થવાનુ છે?
રમ્યા જુગટુ સહુ સાથે, **ત્રિભુતી સૌ ગયા હારી,**
ન જાણ્યુ ધર્મ જેવાએ, સવારે શુ થવાનુ છે?

પૃથ્વી પુત્ર— રાગ–ગઝલ–કવ્વાલી

લોકો કહે છે કૃષ્ણ કર્તા, અકર્તા સાક્ષાત છે,
તો ધ્યાન દઇને સાંભળો આ અજાયબીની વાત છે–
ખાડવને બાળ્યુ અર્જુને, લંકા હતી સોનાતણી,
હનુમાનજીને પૂછો, ત્યાં આદર્યો ઉત્પાત છે–
બાળ્યો નકામો કામને, બેભાનમાં શ્રી શંકરે,
દારિદ્ર જગતુ બાળવા, ના કોઇની તાકાત છે–
આ કોલસાનો ભેદ એ, દારિદ્ર બાળો દેશનું,
જો કૃષ્ણથી એ ના બળ્યુ, તો અજાયબીની વાત છે–
બ્રહસ્પતિ સમ વિદ્વતામાં, વિપ્ર આ સાક્ષાત છે,
ઉલટા તણું સુલટુ કર્યું. એ અજાયબીની વાત છે–

મીનળ મુંજાળ— રાગ–ગઝલ

પાળે પ્રજાને પુત્રસમ તે દેવસમ પૂજાય છે.
યશગાન એવા નૃપતિઓના. દેવતાઓ ગાય છે.
જગતમાં પાળે પ્રજાની હિત, નૃ૧ એ જાણે ધર્મની રીત—જગતમાં
જે ન્યાય આપે શીખવે, રાજા થવા તે યોગ્ય છે,
વિદ્યા કળાને શીખવે, રાજા થવા તે યોગ્ય છે
અફસોસ છે પણ એટલો, કે કોઇએ ના કામના,
રાજા બધા ધર્મો ભુલી રાજા, રહ્યા એક નામના.

મીનળ મુંજાળ— રાગ–ગઝલ

વચન આપી ન પાળે જે, પોતાના કહીને મારે જે,
એવા ઠગ સ્વાર્થી સાથે, કહો સહવાસ શા માટે ?
ઉપરથી લાગે રૂપાળા, પરંતુ હૃદયના કાળા,

હવે જાણ્યા છતા પણ ઘા'–સહી સહવાસ શા માટે ?
અમી કહી ઝેર બહુ દીધા, ભરોસે તે અમે પીધા,
જીવન નિર્દોષના લીધા, છતા સહવાસ શા માટે ?
તવંગર હો કે હો મ્હોટા, ભલે હો દેશના સુબા,
દયા ગરીબોની જાણે ના, પછી સહવાસ શા માટે ?

**મીનલ મુજાલ—** રાગ–ગઝલ–કવ્વાલી

તુટેલા તાર વીણાના, તે બધાશે ફરી પાછા, (૨)
ફુટેલા પ્યારના વાજા ન સધાશે કદી પાછા
દીવાલોમા પડયા ચીરા–તે સધાશે ફરી પાછા (૨)
થયા ચીરા જીગરના તે, ન સધાશે કદી પાછા
પડયા જે મ્હોતના મુખમા–ઉભા થાયે ફરી પાછા (૨)
છવાયા બેવફાથી જે, ન સાજા થાયે તે પાછા
પડેલા ઝખમના ખજરના–પુરાયે તે ફરી પાછા (૨)
પડેલા જુલ્મના ઘા તે, ન રૂઝાયે કદી પાછા—

**મીનલ મુજાલ—** રાગ–ગઝલ.

છે આસુડાની જીન્દગી તે. આસુડામા વહી જશે,
ભલે સ્નેહના કે શોકનાં પણ આસુડામા ભળી જશે
પ્રીતી તણુ રૂધીર અશ્રુ ઉષ્ણ વહે નસ નસ મહીં,
આ જીંદગીમા હર્ષ કે,–દુ:ખમા હવે કઇ રસ નહીં.
જન્મની બાલ જોગણ આ પ્રવાસી પ્રેમ આલમની,
સતાવે શીદને બાઇ જપુ માળા હુ વા'લમની
પુજારણ ચીત્રપટમા આ વીરાજેલા વીલાસીની,
ભીખારણ પ્રેમની હુ તો, હૃદયવનના કલાપીની.

**સત્ય પ્રકાશ** રાગ-ગઝલ

**શીયળ, સદ્ધર્મનુ પાલન, સદા શાન્તિ પતિસેવા,**
સહનશીલતા વિના સ્ત્રીના, હૃદયભંડાર સૂના છે
સ્ત્રીયોચિત સદ્ગુણો વીણુ સહુ ભણ્યા પણ ન ગણ્યા ગણવા
વૃથાએ ભાર ભણતરના, જીવન સંસ્કાર સૂના છે
ખરી શોભા ન વસ્ત્રોથી ન સુંદરતા ન ભૂષણ છે,
ખરા શણગાર સદ્ગુણના, વિના શણગાર સૂના છે,
મળે કે ના મળે પ્રીતી, ટળે કે ના ટળે દુખડા,
છતા સ્ત્રી ધર્મ તજવાથી, અરે અવતાર સૂના છે

**સંસાર નૌકા—** રાગ-ગઝલ.

ભલે બહુ ભાવથી શીખે, શીખેલુ વ્યર્થ તે જાએ.
કરે મહેનત છતા સોનુ, ધર્યુ તે ધુળ થઇ જાએ?
લખ્યુ વાચ્યુ ભણ્યા-ભૂગોળ, ને ઇતિહાસ અવલોકયા,
વળી હીસાબ ગણવામા, દીવસના-દીવસો રોકયા.
સફળ એ જાણવું અંતર, બધુ છે ધુળ પર લીંપણુ
નથી સદ્ગુણ તો-શિક્ષણ, નકામુ સર્વ કહેવાએ.

**દૈવી પ્રભાવ—** રાગ-કવ્વાલી.

વખત પલટાય છે જયારે, બધુ પલટાઇ જાયે છે,
બને છે રંકના એ ભુપ, નૃપાળો રંક થાયે છે
જમાનો તે ગયો જુનો, હવે નવયુગ આવ્યો છે,
નમળ વા ન્યાય પણ પૂન, ગરીબોતો ધુંદાયે છે—વખત
નથી એ દોષ કોઇનો, ખરેખર ખુમી કિસ્મતની,
હતા જે ભક્ષ સિંહોના, શિયાળો આજ ખાયે છે—વખત

**અસ્પૃશ્યોના બંધન—** રાગ ગઝલ

ગરીબી જ્યાં વહે ગંગા પ્રભુના ત્યાં ખરા બંદા,
વરે ત્યાં કીર્તિ આનંદ, સરે ત્યાં સ્વર્ગની ગંગા.
ગરીબીએ લખ્યા ઇતિહાસ, ગરીબીની વિધાતા દાસ,
ગરીબી છે જીવનની આશ, ગરીબી છે જગતનો શ્વાસ
ગરીબીથી વિવેકાનંદ, ગરીબીથી દયાનંદ ચંદ,
ગરીબીમાં હતા ગોપાલ, ગરીબીમાં દીપે છે લાલ,
મહા જે હિંદવાસી નામ, ગરીબીના કર્યા પયપાન,
ગરીબી હિંદ દાદા પ્રાણ, ગરીબી ગાંધીજીના જાન

**ભાગ્યોદય—** રાગ–ગઝલ

દિલ મારૂં આ દીવાનું, ફટકયું ફરે છે ક્યાં ક્યાં ?
જેમ જેમ લગામ ખેંચું, જઇ જઇ મરે છે ક્યાં ક્યાં ?
પૂરાઇ પીંજરામાં, હું પંખીણી ખુશીથી,
તોએ પંઢી પાંખો, ફેંકટ ફરે છે ક્યાં ક્યાં ?
જુવાની આ સુઝાવે, પણ સત્ય કેમ છોડું ?
તોયે હૃદય પ્રણયની, પ્યાલી ભરે છે ક્યાં ક્યાં ?
ક્યાં ક્યાં જીગર ચીરાયે, ક્યાં જીંદગી સુકાયે,
જાણું ન આંખમાંના આંસુ, ખરે છે ક્યાં ક્યાં ?

**દીવાન—** રાગ–ગઝલ–કવ્વાલી

આ દુનિયામાં ગણાતા રામને રહેમાન,
જુદા થયા જ્યારે, બન્યું કમભાગ્ય હિન્દુસ્તાન.
ગૉડ કે ગોપાળ–નામો જુદા સરજાયા,
ખુદા, અલ્લા, ઇશુ ને ઇશ્વર, માતા મહામાયા–એક છે

જુઓ તપાસી શાસ્ત્રો પુરાણો વેદને કુરાન,
રહીએ સપ જો સમજો તો હિન્દુને મુસલમાન—
એક બીજાનો દ્વેષ કરતા, દુશ્મને કર્યો ઘર પ્રવેશ–એક છે
જાગી જુઓ વૈભવ આપણો ચાલ્યા ગયા પરદેશ–એક છે

રૂકમણી–સ્વયવર— રાગ–ગઝલ–કવ્વાલી

યમુના તણા કીનારે, ગોપાળ ગૌ ચરાવે,
સગીત સ્વર ઇશારે, રાધા નીકટ બુલાવે,
બસી ધ્વની સુણીને, શુદ્ધ દેહની ભુલીને,
નીકળીને ઘરથી રાધા, ગોપાળ સાથે આવે,
યમુના સરિત કુજે, રૈયા કમળ બીછાવી,
શ્રીકૃષ્ણ કર કમળથી, રાધા ચરણ દબાવે,

સિદ્ધ સત્યેન્દ્ર— રાગ–ગઝલ–કવ્વાલી.

ન સમજુ સ્વામી શી રીતે, ચરણ સેવા બજાવુ હુ
ન એવી કોઇ વસ્તુ જે, પ્રભૂ તમને રીઝાવુ હુ,
તમે છો પૂર્ણ વ્યાપક બ્રહ્મ, અનતાનત બ્રહ્માડે,
કયુ સ્થળ ખાલી છે તમથી, કે જ્યા સ્વામી બોલાવુ હું
સદા નિર્મળ નિરજનને, વળી નિર્વાસ ને નિર્લેપ,
પછી જળ સ્નાન ચદન ધુપ, ક્યા પુષ્પો ચઢાવુ હુ,
જગત સૌદર્યના અને શ્રૃગાર સૃષ્ટિના,
ક્યા શ્રૃગાર વસ્ત્રો એ, દિગમ્બરને વિટાવુ હુ,
સ્વયભૂ તાતના તેજે, તપે રવિ ચદ્રને તારા,
મહાજ્યોતિ, દિપકને અલ્પ, જ્યોતિ હુ બતાવુ શુ,
સુમન ભાવે સુમને પૂજા, સુમન સહ તન કરૂ અર્પણ,
છો અતરયામિ અતરના, પછી તમને જણાવુ શુ

મેઘ માલિની— રાગ-ગઝલ

ગરીબ પ્રાણુ કબર પર, શ્રીમાન્ બાગ હાલે,
ગરીબ ચૂર્ણ જીગર પર, શ્રીમાન્ મોજ મ્હાલે,—ગરીબ
હજાર ચશ્મ રૂદનથી, ખુશાલ એક થાયે,
હજાર ક્રૂર જખમથી, આરામ એક કાયે,—ગરીબ
હજાર દેહ પતનથી, પૂજાય એક ભાવે,
હજાર જાન ખ ંદ પર, રે એક શાહ કહાવે—ગરીબ

શુકદેવજી- રાગ-ગઝલ

ભગવન્ મને દેખાડશો, ભગવાનનુ ઘર છે કયુ ?
ગગા મહીં નાહ્યા પછી, ન્હાવાનુ બાકી શુ રહ્યુ ?
ભગવન્ મને દેખાડશો, ભગવાનનુ ઘર છે કયુ ?
ખાધી બહુ ગમ તો પછી, ખાવાનુ શુ બાકી રહ્યુ ?
ભગવન્ મને દેખાડશો, ભગવાનનુ ઘર છે કયુ ?
ગાયા મુખે ગોવિ દ તો, ગાવાનુ બાકી શુ રહ્યુ ?
ભગવન્ મને દેખાડશો, ભગવાનનુ ઘર છે કયુ ?

કુમારપાળ- રાગ-ગઝલ

થઇ ભારતના સ તાન અમે, અમ ભારત પર કુરબાન અમે,
નથી શ કર બુધ્ધ કે રામ, અમે, નથી મહમ્મુદ, કે રહેમાન અમે.
(પણ) ધરી તે નરનુ અભિમાન, અને અમ ભારત પર કુરબાન અમે
તે પૂર્વ પ્રતાપ જગાડી અહીં, કર્તવ્ય કઠીન બજાવી અહીં,
કરશુ નોછાવર પ્રાણુ અમે, અમ ભારત પર કુરબાન અમે.
ભલે અન્ન કે વસ્ત્ર મળે ન મળે, ભલે આશ અનત ફળે ન ફળે
કરી કર્મ સુધારમ પાન અમે અમ ભારત પર કુરબાન—અમે

કુમારપાળ- રાગ-ગઝલ
જીવનનો જે સમય બાકી, વૃથા તે નવ જવાદોને,
કરો શુભ કર્મ ભવ તરવા, ખબર છે કાલની કોને-જીવ
ઘટે આયુષ્યના દિવસ, છતાં કરીએ છતાં મેટા,
જીવન વિશ્વાસ એ ખોટા, ખબ છે કાલની કોને-જીવ
તરંગોની તરંગ જ્યોતિ પળેપળ જાય પલટાતી,
ઘડીભરનું ન સુઝે ત્યાં, ખબર છે કાલની કોને-જીવ
શુક્ર-જયન્તી— રાગ-કવ્વાલી
અમો વિશ્વાસવાળાને છુપાવી ઘા કરો શાને,
સતાવવામાં આ ભોળીને, ગુન્હેગારી તમારી છે
હસાવો રોવરાવોને, અખત્યારી તમારી છે,
ભલે કબ્જે ધરે તે તે, ગુન્હેગારી તમારી છે
કદી આકાશ જો તૂટે, ભલે ભૂકંપ હો ભારી,
જીગરનો પ્રેમ નહિ તૂટે, પ્રિયા મુજ પ્રાણથી પ્યારી
જડેલાં બંધ નવ તુટે, ખુમી એ ભાવિની ન્યારી,
છુટયા તેનો નહિ છુટે, પ્રિયા મુજ પ્રાણથી પ્યારી
ઝુરાવો વા રીબાવો તે, મુખત્યારી તમારી છે
ફસાવી જીવ માળો તે ગુન્હેગારી તમારી છે
તપાવો છો તપેલીને, વળી નવ ધાર રેડીને,
વિચારો શું દિલે કહો તે, ગુન્હેગારી તમારી છે
જગતનો નાથ જે સારે, સહન કરવું મુગે મારે
જરા સમજીને બોલોને, ગુજારો તે નકામું છે.
જ્યાં દિલ સાફ ત્યાં શું છે, મળી મન સમજીને રે'છે,
અમારી છે વફાદારી, પ્રિયા મુજ પ્રાણથી પ્યારી.

**અરૂણોદય-** રાગ-ગઝલ-કવ્વાલી

વ્હાલા કહુ વહેવારની, બે વાત આ અમૂલ છે,
અભિમાનથી ન સાભળો, તો, આ તમારી ભૂલ છે।
મન માન્યુ મળતુ નથી, કોઇને બધુય સસારમા,
ખામીમા ખામી ખોળવી, એ તો તમારી ભુલ છે.
કાળા છીએ રગે અમે પણ, કાળજા કાળા નથી,
તે નીચ કીંમત ના કરો, તો આ તમારી ભૂલ છે.
છોડી અમે શ્રી રામને, જપીએ તમારા નામને,
તોએ ન રાખો નેડલો, તો જીવતર અમારૂ ધૂળ છે.
મીઠા અમી આપો નહીં તો ચાહુ એ શા કામનો,
ચા' પાઇ બાળો કાળજા, એ તો તમારી ભૂલ છે

**ચદ્ર-ગુપ્ત** રાગ-ગઝલ

અમોને પ્રાણથી પ્યારો, અમારો દેશ હિન્દુસ્તાન,
અખિલ સસારમા ન્યારો, અમારો દેશ હિન્દુસ્તાન,
હિમાલય શા ઉચા પહાડો, જે સ્પર્શે સ્વર્ગથી આસમાન
સિન્ધુ, ગગા, યમુના આદિ, નદિઓ દઇ રહી અમીપાન
કળા કૌશલ્ય વિજ્ઞાનો, તણા અહિથી ફુટયા ઝરણા,
ઉપનિષદ વેદ ગીતા-બ્રહ્મ વિદ્યાના, અનેરા ગાન
અમોને એવી આ અમ માતૃભૂમિનુ દિલે અભિમાન,
બોલો હિન્દ દેવીને-સુજય-જયકાર, ને કલ્યાણ

**ચાલુ જમાનો-** રાગ-ગઝલ.

અમારો કોઇ નથી ભારો, સમય છે પ્રાણ લેનારો,
પડયો શિર દુખનો ભારો, પિતાજી મારો કે તારો.
થઇ છે પાયમાલી શર્ત, સદાથી પિતા ભારી,

ગયા ઘરબાર ને ધનમાલ, આવી સખ્ત લાચારી,
બુરો તકદીરનો તારો, પિતાજી મારો કે તારો–અમારો
ન ખાવા અન્નનો દાણો, ન પીવા ગોળામા વારી,
નહીં તન ઢાંકવા કપડું, કહું શું વાત વિસ્તારી,
થયો સંસાર આ ખારો, પિતાજી મારો કે તારો–અમારો

છત્ર વિજય— રાગ–ગઝલ ( ગૌ પોકાર )

નથી દીધા દુ ખો તમને, ન ત્રાસે તમને બાળ્યા છે,
અમારા બાળનો હક દઇ, તમારા બાળ પાળ્યા છે !
અમારા દેહના દૈવત, નીચોવી તમને અર્પ્યા છે !
કરાવી પાન પયના ને, જીવન તમને સમર્પ્યાં છે !
અરે ઓ હિન્દના વાસી, શું બદલો એહ આપો છો !
બનાવી ચર્મના જોડા, છરાથી ગળા કાપો છો !



# સિદ્ધાર્થબુદ્ધ અને સિદ્ધીઓનો સંવાદ.

બુદ્ધદેવ—

સિદ્ધિઓ—છો રાજયોગી રઢીયાળા, અમે જપીએ તમારી માળા,
શ્યામ રસાળા સ્નેહે સ્વીકારો, મમ ઉરના સન્માન,
તમે મનમાન્યા મહેમાન (૨)—છો રાજ

કાન્તિ—કાન્તિ દેવી હું જગે ગણાઉં, અનુપમ કાન્તિ શાન્તિ લાવું,
કલ્પવૃક્ષથી આપું અધિક હું, મ્હો માગ્યા વરદાન,
તમે મનમાન્યા મહેમાન—છો રાજ

સિદ્ધાર્થ—આત્મ કાન્તિ મમ જગે પ્રસારી, માનવના દુઃખ સહુ સંહારી
દિવ્ય જ્યોતિ જગમાં વિસ્તારી, સ્થાપું સુખનું સ્થાન,
અમારી એજ હૃદયની લ્હાણ.—છો રાજ

શ્રી—રિદ્ધિસિદ્ધિ નિશદીન દેનારી, ક્ષણમાં ઇચ્છિતને કરનારી,
ત્રિલોકમાં ફરનારી શ્રી હું આપું અનુપમ જ્ઞાન,
તમે મનમાન્યા મહેમાન—છો રાજ

સિદ્ધાર્થ—જગસેવા મમ લક્ષ્મી સાચી, જેથી રહુ હું નિશિદિન રાચી,
એ વિણ સંપત્તિ તવણી કાચી, અંતર ગણું પ્રમાણ,
અમારી એજ હૃદયની લ્હાણ—છો રાજ

ભૂતિ, ધૃતિ—અનુપમ અક્ષય વૈભવવાળી, ભૂતિધૃતિ નવ કોઇએ ભાળી,
કુબેરથી રઢીયાળી આપું, વિભૂતિ હર્ષ નિધાન,
તમે મનમાન્યા મહેમાન—છો રાજ

આત્મરતિને વિભૂતિ ગણતો, મન ચાહે ત્યાં નિશદિન ફરતો,
પુણ્યપંથ સંચરતો દેવિ! ત્યાગું ભલે મમ પ્રાણ,
અમારી એજ હૃદયની લ્હાણ—છો રાજ.

રાજ તીલક—　　　　　રાગ—ગરબો.

વાયા વ્હાણા વસંતના આજ, સુધારો મોઘા જીવન. મનમોહનજી.
અમે આશા ભર્યાં શિરતાજ, પધારી ધન્ય કરો મનમોહનજી

સાખી { "અંતરમાં આજે ઉગ્યો, રાજસ રસ ચમકાર,"
　　　{ "અંગ મદન સંચાર શું, મન્મથ યુગ અવતાર!"

થનગન થનગન ત્રિભુવન નાચે. તનમન નાચે જનમન રાચે—થનગન

સાખી { "કલિઓને અલિ ચૂમતા કરતા અમૃતપાન,"
　　　{ "પ્રિતમ ક્યારે પૂરશો, આ અણમુલા અરમાન'"

કેમ સહિયે રે, કેમ સહિયે કુલ, શરીરે વિષમાણુ જીવાડો,
ક્યાં જઇયેરે ક્યાં જઇયે, પરવશ અમૃત પ્રાણ પધારી
　　　　　　　ધન્ય કરો મનમોહનજી—વાયા૦

અરૂણોદય—

ઘેરી ઘેરી આવે ઘટાકારી રે—સાહેલડી'
કોયલ પુકારે ડાળી ડાળીરે—સાહેલડી'
સુંદર મનહર આમ્ર તરૂપર, શુક સારિકા બોલે,
આછી આછી આ આમ્ર મંજરી, સમિર લહરથી ડોલેરે,
યૌવન હીંચે હીંચોળેરે સાહેલડી'
તવ ચિત ચડ્યું ચકડોળેરે સાહેલડી'
મર્મ વેદના અતિશય થાતી, મર્મ વચન કાં બોલે,
નવ સુંદર તન બાગ ખીલ્યો મન, માળી મનોહર ખોળેરે—
અલબેલડી, સાહેલડી, રસવેલડી, સાહેલડી'
પગને પ્રશ્ન ઉઠે ઉંડા, ગહન ગુંચવણી થાય,
નવ નવ તર્ક થતા ઉરે, નવ સમજ્યા સમજાય,
સુખીયા સંસારમાં, ઓ દુખીયાના બેલી,
　　　　　　દીન બાળાના પંથને બતાવો કોઈ—

